# मुंबाई इलाकानी भूगोळ.

(ગુજરાતના ઈતિહાસ સહિત.)

પ્રસિદ્ધ કરનાર

## કેશવલાલ મનસુખભાઈ

અને

## મથુરદાસ બેહેચરદાસ.





અમદાવાદ

ધીને કાંટે 'યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ' માં છાપી.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯ અકટોબર.

કીંમત સવા આનો.

૪૧૭૦

# મુંબાઇ ઇલાકાની ભૂગોળ.

## વાખ્યાઓ.

**પ્રાંત**—ભાષાના ભેદે કરીને કે કુદરતથી જુદા પડેલા જમીનના ભાગને પ્રાંત કહે છે.

**જીલ્લો**—એક કલેકટરના તાબાનો ખાલસા મુલક જેમાં ઘણા તાલુકા હોય છે તે.

**સંસ્થાન**—દેશી રાજાના રાજને સંસ્થાન કહે છે.

**એજન્સી**—ઘણાં સંસ્થાનોનો જથો જે પોલિટિકલ એજન્ટને સોંપેલો હોય છે તે.

**બંદર**—નદી અગર દરીઆ કાંઠે આવેલું શહેર કે જ્યાં વહાણથી ઘણો માલ આવ જા થતો હોય તે.

**બેટ (દ્વીપ)**—જમીનના જે ભાગની ચારે દિશાએ પાણી હોય તે.

**દ્વીપકલ્પ**—જમીનના જે ભાગની ત્રણ બાજુએ પાણી ને એક બાજુએ કોરી જમીન હોય તે,

**ભૂશિર** (કેપ)-જમીનની જે અણી લાંબી થઇ સમુદ્રમાં ગએલી હોય તે.

**ડુંગર**—જમીન ઉપર જે મોટા ટેકરા ઘણા લાંબા હોય તે.

**પર્વત**—ઊંચાને મોટા ડુંગર હાર બંધ હોય તે.

**મહાસાગર**—ખારા પાણીનો ઘણોજ મોટો ભાગ હોય તે.

**સમુદ્ર કે દરીઓ**—મહાસાગરથી નાનો ખારા પાણીનો ભાગ.

**અખાત**—સમુદ્રનો ફાંટો લાંબો થઈ જમીન ઉપર ગએલો હોય તે.

**સરોવર**—પાણીના જે ભાગની ચારે તરફ જમીન હોય તે.

**નદી**—મીઠા પાણીનો પ્રવાહ પર્વત અગર સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઈ બીજી નદી અગર સમુદ્રને મળે છે તે.

**નદીનુ મૂળ**—જે જગાએથી નદી નીકળે છે તે.

**નદીનું મુખ**—જે જગાએ નદી સમુદ્રને મળે છે તે.

**સંગમ**—એક નદી બીજી નદીને જે જગાએ મળે છે તે.

## દિશાઓ.

જે દિશામાં સૂર્ય ઉગેછે તે **પૂર્વ દિશા;** અને જે દિશામાં સૂર્ય આથમેછે તે **પશ્ચિમ દિશા.** પૂર્વ દિશા ભણી મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફ **ઉત્તર દિશા** અને જમણા હાથ તરફ **દક્ષિણ દિશા** આવેછે.

**ટીકા**—ખૂણા કઈ કઈ દિશાની વચ્ચે આવેછે તે નીચેના નકશાની દિશાઓ જણાવનાર નકશા ઉપરથી જણાશે.



# મુંબાઈ ઇલાકાની ભૂગોળ.



## ભાગ ૧ લો.

### સામાન્ય વર્ણન.

#### હદ.

**ઉત્તરે**—બલુચિસ્તાન અને પંજાબ. **પૂર્વે**—રજપૂત સંસ્થાન, માળવા, મધ્યપ્રાંત, નિજામનું રાજ્ય અને મદ્રાસ ઇલાકો. **દક્ષિણે**—મહિસૂરનું રાજ્ય અને મદ્રાસ ઇલાકો. **પશ્ચિમે** અરબી સમુદ્ર અને હાલા પર્વતની પેલી મેર બલુચિસ્તાન.

**ભાગ**—(૧) સિંધ, (૨) કચ્છ, (૩) ગુજરાત, (૪) મહારાષ્ટ્ર (દક્ષિણ અને કોકણ) (૫) દક્ષિણ મહારાષ્ટ્ર ને ઉત્તરકાનડા.

**પર્વતો**—સંહ્યાદ્રી (પશ્ચિમઘાટ), સાતપૂડા, પાવાગઢ, આરાસુર, આબુ શેત્રુંજો, ગીર, ગીરનાર ને હાલા.

**સમુદ્ર**—અરબી. **અખાત**—કચ્છનો ને ખંભાતનો.

**કચ્છના રણને મળનારી નદીઓ**—બનાસ, સરસ્વતી, ફુલકુ, મચ્છુ ને આજી.

**અરબી સમુદ્રને મળનારી નદીઓ**—સિંધુ, ભાદર, ને તાપી.

**ખંભાતના અખાતને મળનારી**—સાબરમતી, મહી, ઢાઢર, કીમ, નર્મદા, શેત્રુંજી અને શુકભાદર.

**બંગાળી ઉપસાગરને મળનારી**—ગોદાવરી અને કૃષ્ણા.

**સાબરમતીને**—વાત્રક, ભોગાવો, હાથમતી, ને ખારી મળેછે.

**વાત્રકને**—મેશ્વો, શેઢી, ને માજુમ મળે છે.

**શેહીને**—મહોર અને લૂણી મળે છે

**નર્મદાને**—ઊમરાવતી અને ઓર મળે છે.

**તાપીને**—પૂર્ણા, પાંજરા, અને ગીરણા મળે છે.

**ભીમાને**—સીના, નીરા અને મૂળા મુઠા મળે છે.

**કૃષ્ણાને**—ભીમા, પંચગંગા, ઘટપ્રભા, મલપ્રભા, અને વારણા મળે છે.

## નદીઓ વિશે હકીકત.

૧ **સિંધુ**—હિમાલયમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે. એને કાંઠે-મિથનકોટ, સક્કર, બક્કર, રોરી, હૈદ્રાબાદ, કોટ્રી, ઠઠ્ઠા, મીઆંણી, અને કરાંચી છે.

૨ **ભાદર**—મદાવનના ડુંગરમાંથી નીકળીને અરબી સમુદ્રને મળે છે. એને કાંઠે-જસદણ, જેતપુર, ધોરાજી અને નવીબંદર છે.

૩ **બનાસ**—શિરોઈના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે. એને કાંઠે-ડીસા અને પાલણપુર છે.

૪ **સરસ્વતી**—શિરોઈના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે. એને કાંઠે દાંતા, સિદ્ધપૂર, અને પાટણ છે.

૫ **મચ્છુ**—ચોટીલાના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે એને કાંઠે-વાંકાનેર, મોરબી ને માળીઆ છે.

૬ **શેત્રુંજી**—ગીર પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે-ધારી, પાલીટાણા, ને તળાજા છે.

૭ **સાબરમતી**—મેવાડના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે-અમદાવાદ, સાદ્રા, ને પેથાપુર છે.

૮ **મહી**—માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના

અખાતને મળે છે. એને કાંઠે—પાલી, લુણાવાડા ને ખંભાત છે.

૯ ઢાઢર—રેવાકાંઠાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે ટંકારી બંદર છે.

૧૦ **નર્મદા**—સાતપુડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે—ચાણોદ કન્યાળી, નાંદોદ, શીનોર, અને ભરૂચ છે.

૧૧ **તાપી**—સાતપૂડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, એને કાંઠે—માંડવી, સુરત, અને રાંદેર છે.

૧૨ **ગોદાવરી**—નાશિક પાસેના સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી બંગાળી ઉપસાગરને મળે છે એને કાંઠે નાશિક ને ત્ર્યંબક છે.

૧૩ **ભીમા**—સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી કૃષ્ણાને મળે છે. એને કાંઠે—પંઢરપુર છે.

૧૪ **કૃષ્ણા**—સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી—બંગાળી ઉપસાગરને મળે છે એને કાંઠે—સતારા, સાંગલી, મીરજ, અને કુરૂંદવાડ છે.

૧૫ **નીરા**—સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી ભીમાને મળે છે. એને કાંઠે—ભોર, અને ફલટન છે.

---

ભૂશિરો—રાસમુરારી (કરાંચી પાસે), જગતપોંઈટ (દ્વારકાં પાસે), દીવ ને કેપરામાસ (ગોવાની દક્ષિણે.)

બેટ—બેટ (દ્વારકાં પાસે), ગોપનાથ, પીરમ, મુંબાઈ, વસાઇ, ધારાપુરી, ને સાષ્ટી.

દ્વીપકલ્પ—કાઠીયાવાડ.

હવાખાવાની જગાઓ—માથેરાહન (મુંબાઇ પાસે),

આબુ, (ગુજરાતની ઉત્તરમાં) તથા ખંડાલા, પુરંધર વિગેરે સંહ્યાદ્રિ પર્વતમાં.

**છાવણીઓ**—ભૂજ, રાજકોટ, અમદાવાદ, ડીસા, વડોદરા, મુંબાઇ, પુના વીગેરે.

## દેશી રાજ્ય.

**સિંધમાં**—ખૈરપુરનું. **કચ્છનું** (ભૂજ) **ગુજરાતમાં**—ગાયકવાડનું, ખંભાતનું કાઠિયાવાડનું (જુનાગઢ, નવાનગર, ધ્રાંગદ્રા, ભાવનગર, ઈ.) પાલણપુર, ઈડર, નાંદોદ, દેવગઢ બારીયા, લુણાવાડા, ને વાંસદાનું. **મહારાષ્ટ્રમાં**—પેંઠ, જવાર, સાવંતવાડી, ભોર, અક્કલકોટ, કોલાપુર, સાંગલી, સાવનુર. **પોર્ટુગીઝનાં સંસ્થાન**—દીવ, દમણ, ગોવા. એ પરદેશી સંસ્થાન સ્વતંત્ર છે.

**હબશીનાં સંસ્થાન**—જાફરાબાદ, ને જંજીરા. એમને ખંડણી આપવી પડતી નથી.

**મોટાં બંદર**—મુંબાઇ, કરાંચી ને કારવાડ.

**નાનાં બંદર**—માંડવી, પોરબંદર, જાફરાબાદ, ઘોઘા, ભાવનગર, ખભાત, ભરૂચ, સુરત, વલસાડ, દમણ, રત્નાગિરિ, વિજયદુર્ગ, ગોવા, ને હોનાવર.

**જાત્રાનાં ઠેકાણાં**—દ્વારકાં, સોમનાથ, ડાકોર, અંબાજી, બહુચરાજી, સિદ્ધપુર, સામળાજી, ખેડબ્રહ્મા, રેવાજી (ચણોદ કન્યાળી પાસે.) નાશિક, પંઢરપુર, ને વડતાલ એ હિંદુનાં. ગીરનાર, આબુ, ને પાલીતાણાએ શ્રાવકનાં અને ઊદવાડા એ પારશીનું.

**પેદાશ**—ઘઉં, બાજરી, જુવાર, કઠોળ, કપાસ, શેરડી

તંબાકુ, અફીણ, ગળી, ગુંદ, ઊન અને ઈમારતી લાકડાં વીગેરે.

**આયાતમાલ**—સુતર, સુતરાઊને ઊનનાં લૂગડાં, લોઢું, તાંબુ, ને ફરનીચર. વિલાયત વિગેરે દેશોમાંથી આવે છે.

**બીજી હકીકત**—આ ઈલાકાની રાજધાનીનું શહેર મુંબાઇ છે. તેમાં ગવર્નર રહે છે. તે ઈ. સ. ૧૬૬૧ માં અંગ્રેજ સરકારને પોર્ટુગીઝ સરકારની પાસેથી પહેરામણીમાં મળ્યું છે. એમાં આઠ લાખ માણસની વસ્તી છે. અને દુનિયાંનાં મોટાં બંદરોમાંનું એ એક છે. લોકો ઘણા પૈસાદારને ઊદ્યોગી છે.

કચ્છના અખાતમાં નવાનગર પાસે મોતી પાકે છે.



# ભાગ ૨ જો.

## પ્રાંતવાર વર્ણન.

### ૧ સિંધ.

**સીમા**—ઊત્તરે બલૂચિસ્તાન અને પંજાબ પૂર્વે જેસલમીરનું રણ ને રજપૂત સંસ્થાન; દક્ષિણે—કચ્છનું રણ અને અરબી સમુદ્ર; પશ્ચિમે—હાલા પર્વતની પેલી મેર બલૂચિસ્તાન.

**નદીઓ**--સિંધુ અને તેની નેહેરો—આ નદીનું મૂળ હિમાલયમાં હોવાથી ઊનાળામાં પણ તેમાં પૂર આવે છે. કેમકે હિમાલય ઉપરનો બરફ઼ ઓગળે છે.

**પર્વત**—હાલા. **સરોવર**—મંચર.

**રણ**—થરપાકર એમાં પાણીની તંગીછે.

**ભુશિર**—રાસમુરારી. **બંદર**—કરાંચી ને શાહબંદર.

**જાત્રાનું ઠેકાણું**–હિંગલાજ એ કરાંચીની પશ્ચિમે આવેલુંછે.

**લોકને ભાષા**—એ પ્રાંતમાં ઘણી વસ્તી મુસલમાનોની છે. અને સિંધી અને બલૂચી ભાષા બોલાય છે.

**પ્રાપ્તી**—સને ૧૮૪૩ માં સિંધના અમીરો પાસેથી એ પ્રાંત અંગ્રેજ સરકારે જીતી લીધો તેમના તરફના મુખ્ય અધિકારીને કમીશનર કહે છે.

| | ભાગ. | મુખ્ય શહેર. |
|---|---|---|
| અંગ્રેજી મુલક | ૧ સિંધનો ઉપલો સરહદનો મૂલક. | જેકબાબાદ. |
| " | ૨ શિકારપુર જીલ્લો. | શિકારપુર, સક્કર, લાર્ખાના, ને રોરી. |
| " | ૩ હૈદરાબાદ જીલ્લો. | હૈદરાબાદ. |
| " | ૪ કરાંચી જીલ્લો. | કરાંચી, કોટ્રી, ઠઠ્ઠા, શાહબંદર. |
| " | ૫ થરપાકર. | ઉમરકોટ. |
| | ૬ ખૈરપુર સંસ્થાન (દેશીરાજ્ય,) | ખૈરપુર. |

## શાહેરોની હકીકત.

**હૈદરાબાદ**—એ સિંધુના કાંઠા પર છે. શેત્રંજી, રેશમીને સુતરાઊ કાપડ, માટીનાં વાસણ ને ચામડાની વસ્તુને માટે વખણાય છે.

**કરાંચી**—સિંધ અને પંજાબના વેપારનું મોહું બંદરછે. એમાં સુતરાઊ કાપડ, માટીનાં વાણ, ને કામળા બને છે.

**સક્કર**–સિંધુના કાંઠાપર બોલનઘાટ સાથે વેપારનું મથકછે.

**ઊમરકોટ**—થરપાકરનું મુખ્ય શહેર એમાં પો. ટી. સુપરીન્ટેન્ડેન્ટ રહે છે. તથા અકબર બાદશાહ જન્મ્યો હતો.

**ખૈરપુર**—એ દેશીરાજ મીરઅલી મુરાદના તાબામાં છે.

**જેકબાબાદ**—એમાં પો. ટી. સુ. ટેન્ડેન્ટ રહે છે.

## ૨ કચ્છ

**સીમા**—ઉત્તરે અને પૂર્વે-રણ; દક્ષિણમાં કચ્છનો અખાત; અને પશ્ચિમે અરબી સમુદ્ર.

**પર્વત**—એમાં ડુંગરની ત્રણ મુખ્ય હારો છે. ૧ ઉતરધાર એમાં કાળો ૨ મધ્યધાર એમાં ધીણોધર, ૩ ચાડવા.

**નદીઓમાં**—નાગમથી, રૂકમાવતી, અને ખારી એ ત્રણ વહેળા જાણવા લાયક છે.

**ભાગ**—એમાં ૧૬ પ્રગણાં છે. પાવર, મિઆણી, બન્ની, પચ્છમ, ખડિર, પ્રાંથળ, વાગડ, અંજારચોવીશી, ભુંવડચોવીશી, હાલાચોવીશી, કાંઠી, મોડાસા, અબડાસા, કંડ, ગરડો ને માક.

## શહેર.

**ભૂજ**—રાજધાનીનું શહેર-રાવશ્રી ખેંગારજીએ સ. ૧૬૦૫ માં બંધાવ્યું. ત્યાંના રાજા જાડેજા રજપૂત છે. ત્યાંનુ સોના રૂપાનુ તથા ભરત કામ વખણાય છે પોલીટીકલ એજન્ટ એમાં રહે છે.

**માંડવી**—એ મોટામાં મોટું બંદર બીજા નંબરનું શહેર છે. ત્યાં દીવાદાંડી છે.

**એ સિવાય**—અંજાર, રાપર, અધોઈ ને કંથકોટ વગેરે કસ્બા જાણવા લાયક છે.

**બંદરો**—માંડવી, લખપત, જખૌ, મુદ્રા, અને તુણા વીગેરે.

**વિશેષ હકીકત**—આ પ્રાંતમાં સુરોખાર, ફટકડી, અને

કોયલાની ખાણો છે. કચ્છી ઘોડા વખણાય છે. અને સોના રૂપાની કારીગરીની વસ્તુઓ અંગ્રેજ લોકો પણ પસંદ કરે છે.

---

## ૩ ગૂજરાત.

**સીમા**—ઉત્તરે કચ્છનું રણને શિરોઇ; પૂર્વે—માળવા ને ખાનદેશ; દક્ષિણે થાણુ જીલ્લો ને અરબી સમુદ્ર; પશ્ચિમે કચ્છનું અખાતને અરબી સમુદ્ર.

**પર્વત**—રાજપીંપળા, પાવાગઢ, આરાસુર, આબુ, શિરોઈના ડુંગર, ચોટીલા શેત્રુંજો, ગીરી, ગીરનાર અને બર્ડો.

**નદીઓ**—બનાસ, સરસ્વતી, મચ્છુ, આજી, ભાદર, શેત્રુંજી, સાબરમતી, મહી, ઢાઢર, નર્મદા, કીમ, તાપી, મીંઢોળા, પૂર્ણા, અંબિકા, પાર, કોલક, ને દમણગંગા.

**ભૂશિર**—જગતપોંઇટ ને દીવ. **દ્વીપકલ્પ**—કાઠીયાવાડ.

**અખાત**—કચ્છ અને ખંભાતનો. **સમુદ્ર**—અરબી.

**બંદરો**—નવાનગર, પોરબંદર, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ, મહુવા, ઘોઘા, ભાવનગર, ધોલેરા, ખંભાત, ભરૂચ, સુરત, વલસાડ, ને દમણ,

**જાત્રાનાં ઠેકાણાં**—દ્વારકાં, ડાકોર, અંબાજી, બહુચરાજી, શામળાજી, સિદ્ધપુર, ચાણોદ, શુકલતીર્થ, પ્રભાસપાટણ, વડતાલ, કાળકા, પાલીતાણા. ને ઊદવાડા પારસીનું.

**પેદાશ**—અનાજ, રૂ, તંબાકુ, ગળી, કસુંબી, મેવો, મહુડાં, વગેરે—

| | ભાગ. | મુખ્ય શહેર. |
|---|---|---|
| અંગ્રેજી મુલક (જીલ્લા) | ૧ સુરત જીલ્લો. ... ... | **સુરત**, ને રાંદેર. |
| | ૨ ભરચ જીલ્લો. ... ... | **ભરૂચ**, જંબુસર. |
| | ૩ ખેડા જીલ્લો. ... ... | **ખેડા**, નડીયાદ. |
| | ૪ પંચમહાલ. ... ... | **ગોધરા**, દાહોદ. |
| | ૫ અમદાવાદ જીલ્લો. .. | **અમદાવાદ**, વિરમગામ. |
| દેશીરાજ્યો. | ૬ ગાયકવાડનો મુલક. | **વડોદરા**, ડભોઈ, પાટણ. |
| | ૭ ખંભાત સંસ્થાન. | **ખંભાત**, |
| | ૮ કાઠીયાવાડ એજન્સી. | **રાજકોટ**, નવાનગર, ભાવનગર, ધાંગધ્રા, જુનાગઢ. |
| | ૯ પાલણપુર એજન્સી. | **પાલણપુર**, ડીસા, રાધનપુર, |
| | ૧૦ મહિકાંઠા એજન્સી. ... | **સાદ્રા**, ને ઇડર. |
| | ૧૧ રેવાકાંઠા એજન્સી.... | **નાંદોદ**, બારીયા, લૂણાવાડા. |
| | ૧૨ પંચમહાલ એજન્સી. | **નારૂકોટ**. |
| | ૧૩ સુરત એજન્સી ... | વાંસદા ધર્મપુર, સચીન. |

## શહેરો વિશે હકીકત.

**અમદાવાદ**—એ ગુજરાતની રાજધાનીનું શહેર. સાબરમતીના કાંઠાપર છે. એમાં રેશમી તથા કસબી કાપડ બને છે તથા વરાળયંત્રથી કાપડ વણવાનાં કારખાનાં છે.

**સુરત**—તાપીના કાંઠા ઉપર અસલ નામીચું બંદર હતું. ને અંગ્રેજોએ પહેલાં ત્યાં કોઠી કરી હતી.

**ભરૂચ**—નર્મદાના કાંઠા ઉપર જુનું શહેર છે.

**વડોદ્રા**—એ વિશ્વામિત્રીના કાંઠાપર ગાયકવાડની રાજધાનીનું શહેર છે.

**પાટણ**—સરસ્વતીના કાંઠા પર આગળ રજપૂત રાજ્યની રાજધાની હતી. તે હાલ ગાયકવાડના તાબામાં છે. ત્યાંની સૂડીયોને માટીનાં વાસણ વખણાય છે.

**નડીયાદ**—ખેડા જીલ્લામાં પહેલા નંબરનું વેપારનું મથક છે. ત્યાંથી તંબાકુ ઘણી ચડે છે.

**રાંદેર**—તાપીના કાંઠા પર મોટો કસ્બો છે.

**કપડવણજ**—એ ખેડા જીલ્લાની ઉત્તરે છે એમાં કાચ ને સાબુ બનાવવાનાં કારખાનાં છે.

**ગોધરા**—એ પંચમહાલનું મોટું શહેર છે. ત્યાંથી વસાણાં તથા ઈમારતી લાકડાં વીગેરે માલ દેશાવર જાય છે.

**ખંભાત**—એ મહી નદીના મુખ આગળ જુનું શહેર છે. તેમાં નવાબ રહે છે.

## ૪ મહારાષ્ટ્ર.

સંહ્યાદ્રિ પર્વત વચ્ચે આવવાથી દક્ષિણ અને કોંકણ એવા બે ભાગ એના થાય છે.

## અ દક્ષિણ.

**સીમા**—ઉત્તરે-સાતપૂડા; પૂર્વે-મધ્યપ્રાંતો ને નિઝામનું રાજ્ય; દક્ષિણે દક્ષિણ મહારાષ્ટ્ર; પશ્ચિમે સંહ્યાદ્રિ પર્વતને ગુજરાતનો ભાગ.

**પર્વત**—સંહ્યાદ્રી, ને સાતપૂડા.

**નદીઓ**—તાપી, ગોદાવરી, ભીમા, કૃષ્ણા, સીના, નીરા, મુળામુઠા, ગીરણા, પાંજરા ને વારણા.

**જાત્રાનાં ઠેકાણાં**—નાશિક ત્ર્યંબક, ને પંઢરપુર.

**હવા ખાવાની જગાઓ**—મહાબળેશ્વર, માથેરાન, ને ખંડાલા.

| | ભાગ. | મુખ્ય શહેર. |
|---|---|---|
| ઈંગ્રેજી મુલક (જીલ્લા) | ૧ ખાનદેશ જીલ્લો. ... | ધુળિઆ, માલેગામ, નંદુબાર. |
| | ૨ નાશિક જીલ્લો. ... ... | નાશિક, ત્રંબક. |
| | ૩ અહમદનગર જીલ્લો. ... | અહમદનગર. |
| | ૪ પુણા જીલ્લો. ... ... | પુણા. |
| | ૫ સતારા જીલ્લો. ... ... | સતારા. |
| | ૬ સોલાપુર જીલ્લો. ... | સોલાપુર, પંઢરપુર. |
| દેશીરાજ્ય. | ૭ ખાનદેશ એજન્સી. ... | ડાંગ, સલગણ, ને મેવાસી પ્રગણાં. એવા ત્રણ ભાગ છે. |
| | ૮ પેંઠ સંસ્થાન. ... ... | પેંઠ. |
| | ૯ અકલકોટ સંસ્થાન. ... | અકલકોટ. |
| | ૧૦ સતારા જાગીર. | ભોર, ફલટન, ઔંધને જત. |

## શહેરો વિશે હકીકત.

**ધુળિઆ**—પાંજરા નદી ઉપર ખાનદેશનું મુખ્ય શહેર છે.

**માલેગામ**—ગીરણા નદી ઉપર છે.

**નાશિક ને ત્રંબક**—ગોદાવરીના કાંઠા પર જાત્રાનાં ઠેકાણાં છે.

**અહમદનગર**—સીના નદી ઉપર કિલ્લો છે. આગળ મુસલમાની રાજ્યની રાજધાની હતું.

**પુણા**—મુળામુઠા નદી ઉપર પેશ્વાની રાજધાનીનું શહેર હાલ મુંબાઈનો ગવર્નર ચોમાસામાં એ શહેરમાં રહે છે. તથા કાગળ બનાવવાનું કારખાનું ચાલે છે.

**સતારા**—એ શહેરમાં પહેલાં શિવાજીના વંશજો રાજ કરતા હતા.

**સોલાપુર**—હૈદ્રાબાદ સાથેના વેપારનું મથક છે.

**પંઢરપુર**—ભીમા નદી ઉપર, તેમાં વિઠ્ઠલનાથજીનું દેરૂં છે. ત્યાં જાત્રા ભરાય છે.

**નિકાશ**—અનાજ, રૂ, શણ, શેરડી, તંબાકુ. ઇમારતી લાકડાં, મધ, મહુડાં, લાખ, ને સુરોખાર,

## ૫ કોકણ.

**સીમા**—ઉત્તરે ગુજરાત; પૂર્વે સંહ્યાદ્રી પર્વત; દક્ષિણે ગોવાનું રાજ્ય; પશ્ચિમે અરબી સમુદ્ર.

**પર્વત**—સંહ્યાદ્રી. **સુમદ્ર**—અરબી.

**બંદર**—મુંબાઈ, રત્નાગીરી. **બેટ**—સાષ્ટી, મુંબાઈ, ધારાપુરી, ને વસઈ.

| | ભાગ | મુખ્ય શહેર. |
|---|---|---|
| અંગ્રેજી મુલક (જીલ્લા) | ૧ થાણ જીલ્લો. ... | **થાણા.** વાંદરા, કલ્યાણ. |
| | મુંબાઈ બેટ (જીલ્લો છે) | **મુંબાઈ.** |
| | ૨ કોલાબા જીલ્લો. ... | **અલીબાગ.** |
| | ૩ રત્નાગીરી જીલ્લો. ... | **રત્નાગીરી.** |
| દેશી રાજ્ય | ૪ જવાર સંસ્થાન ... | **જવાર.** |
| | ૫ જંજીરા સંસ્થાન. ... | **જંજીરા.** ને જાફરાબાદ ( કાઠિયાવાડમાં ) |
| | ૬ સાવંતવાડી સંસ્થાન. | **સાવંતવાડી.** |

## શહેરો વિશે હકીકત.

**થાણા**—એ શહેર સાષ્ટી બેટમાં છે.

**કલ્યાણ**—એ શહેર આગળ મુંબાઇથી જનારી રેલવેના બે ફાંટા પડે છે. એક નાશીક થઈ અલાહાબાદ ને કલકતા ભણી જાય છે. તે બીજો પુના તથા સોલાપુર થઈને મદ્રાસ જાય છે.

**મુંબાઈ**—એ આ ઇલાકાની રાજધાનીનું શહેર છે તેમાં ગવર્નર રહે છે. એ બેટને જુદો જીલ્લો ગણે છે.

એ સિવાય—સાવંતવાડી એ મરેઠાનું, અને જંજીરાએ હબશીનું દેશીરાજ્યમાં શહેર છે.

**મુખ્ય પેદાશ**—ચોખા, નાગલી, નાળીએર, સોપારી, મીઠું અને હરડાંની છે.

## ૫ દક્ષિણ મહારાષ્ટ્ર ને ઊતરકાનડા.

**સીમા**—ઉતરે મહારાષ્ટ્ર, પૂર્વે નિઝામનું રાજ્ય ને મદ્રાસ ઇલાકો; દક્ષિણે—મહિસુર, ને મદ્રાસ. પશ્ચિમે—આરબી સમુદ્ર, ગોવા, ને કોકણ.

**પર્વત**—સંહ્યાદ્રિ.

**નદીઓ**—ભીમા, કૃષ્ણા, ઘટપ્રભા, મલપ્રભા, પંચગંગા, તુંગભદ્રા, વર્ધા, ને વારણા.

**બંદર**—કારવાડ, કુંપટે ને હોનાવર.

ભાગ ૪ (જીલ્લા ૪)

| **ભાગ.** | **મુખ્ય શહેર.** |
| --- | --- |
| ૧ કલાદગી જીલ્લો. | કલાદગી, બાલકોટ, વિજાપુર |
| ૨ બેલગામ જીલ્લો. | બેલગામ. |
| ૩ ધારવાડ જીલ્લો. | ધારવાડ ને હુબળી. |
| ૪ ઉત્તરકાનડા જીલ્લો. | કારવાડ, કુંપટે ને હોનાવર. |

દક્ષિણ મરેઠા સંસ્થાન (side label: ડ્રીરાજ્ય)

| | | |
|---|---|---|
| ૫ | કોલાપુર સંસ્થાન. ... | કોલાપુર. |
| ૬ | સાવનુર સંસ્થાન. ... | સાવનુર. |
| ૭ | દક્ષિણ મરેઠા જાગીર. | સાંગલી, મીરજ, જમખંડી, કુરૂંદવાડ, મુંધોળ, ને રામદુર્ગ. |

## શહેરો વિશે હકીકત.

**બાલકોટ**—વેપારનું મથક છે.

**વિજાપુર**—આગળ મુસલમાની રાજની રાજધાનીનું શહેર હતું.

**હુબળી**—સુતરાઊ ને ઊનના કાપડને માટે પ્રખ્યાત છે.

**કોરવાડ**—એ આ ઈલાકામાં ત્રીજા નંબરનું મોટું બંદર છે.

**કોલાપુર**—એમાં શિવાજીના વંશની શાખાનું રાજ્ય છે,

**મીરજ**—સારંગી અને તંબુરા સારા બને છે.

**મંગળવાડા**—એ પંઢપુર પાસે ભીમા નદીના કાંઠા પર સાંગલી સંસ્થાનનું શહેર છે.

**શિરહતી**—એ તુંગભદ્રાને કાંઠે સાંગલી સંસ્થાનનું બીજુ શહેર છે.

**પેદાશ**—અનાજ, રૂ, ઇમારતી લાકડાં અને ધાતુનો સામાન.

---

# ભાગ ૩ જો.

## ગુજરાતનુ વિશેષ વર્ણન.

### ૧ સુરત જીલ્લો.

આ જીલ્લો ગુજરાતની છેક દક્ષિણે કીમ અને દમણગંગા નદીઓની વચ્ચે આવેલો છે.

**પર્વત**—પારનેરા ને ડુંગરી.

**નદીઓ**—૧ તાપી, ૨ કીમ, ૩ મીંઢોળા, ૪ પૂર્ણા, ૫ અંબિકા, ૬ પાર, ૭ કોલક ને ૮ દમણગંગા,

| **તાલુકા.** | **મોટાં ગામ.** |
|---|---|
| ૧ પારડી. | ... પારડી, બગવાડા, કુંતા ને ઊદવાડા, |
| ૨ વલસાડ. | ... વલસાડ, છરવાડા, ભદેલી, માલવેણ. ઈ. |
| ૩ ચીકલી. | ... ચીકલી, દેગામ, ખેરગામ, ઈ. |
| ૪ જલાલપોર.... | જલાલપોર, અબ્રામા, અમલસાડ. ઈ. |
| ૫ બારડોલી. | ... બારડોલી, કડોદ, સરભોણ, વાલોડ, મોતા ઇ. |
| ૬ માંડવી. | ... માંડવી, બહુધાન, તડકેશ્વર. ઈ. |
| ૭ ચોર્યાશી. | ... **સુરત**, રાંદેર, કતારગામ, ભાઠાં, ઇ. |
| ૮ ઓરપાડ. | ... ઓરપાડ, કુડસદ, ભગવાદાંડી, અડાજણ. ઇ. |

## ૨ ભરૂચ જીલ્લો.

આ જીલ્લો મહી અને કીંમ નદીઓની વચ્ચે આવેલો છે. એના-પૂર્વ ભાગને **કાનમ** ને પશ્ચિમ ભાગને **બારાં** કહે છે. કાનમમાં રૂ સારૂં થાય છે.

**નદીઓ**—મહી, ઢાઢર, નર્મદા, ને કીમ..

**જાત્રાનું ઠેકાણું**—શુકલતીર્થ.

| **તાલુકા.** | **મોટાં ગામ.** |
|---|---|
| ૧ અંકલેશ્વર.... | અંકલેશ્વર, હાંસોટ, દીવા, ઇલાવ, કતપુર, ઈ. |
| ૨ ભરૂચ. ... | ભરૂચ, શુકલતીર્થ, ઝાડેશ્વર, નિકોરા, ઝણોર, ટંકારીયા, પારખેત, ને અમલેશ્વર. |
| ૩ વાગરા.... | વાગરા, દેહેજ, ગંધાર, વિલાયત ઇ. |
| ૪ આમોદ.... | આમોદ, કેરવાડા, માતર, સરભોણ, ઇખર ઇ. |

૫ જંબુસર......જંબુસર, ટંકારીઆ, ગજેરા, કાવી, સારોદ. વેડચ, ને દેગામ.

### ૩ ખેડા જીલ્લો.

આ જીલ્લો મહી નદી અને અમદાવાદ જીલ્લાની વચ્ચે આવેલો છે એના કેટલાક ભાગને **ચરોતર** કહે છે. તેમાં તંબાકુ સારો થાય છે.

**નદીઓ**—મહી, વાત્રક, શેઢી, મેશ્વો, મહોર, ને ખારી.

**જાત્રાનાં ઠેકાણાં**—ડાકોર, ને વડતાલ.

**તાલુકા** **મોટાંગામ**

૧ કપડવંણજ.....કપડવણજ, કઠલાલ, આંત્રોલી, તોરણા, છીંપડી, ને લસુંદ્રા.

૨ ઠાસરા. ... ઠાસરા, ડાકોર, જનોડ, પડાળ, ને કાલસર.

૩ નડીઆદ... નડીઆદ, મહુધા, અલીણા, ચુણેલ, ઉતરસંડા, ચકલાશી, ડભાણ, નરસંડા ને વડતાલ.

૪ મેહેમદાવાદ...મેહેમદાવાદ, ખેડા, સિહુન, મહીજ, કનીજ, ઈ.

૫ માતર. ... માતર, રઢુ, લીંબાશી. ને ત્રાજ.

૬ આણંદ... આણુંદ, ઉમરેઠ, નાપાડ, કરમસદ, ઓડ, સારસા, સામરખા, બોરીઆવી, વાસદ, થામણા.

૭ બોરસદ...બોરસદ, આંકલાવ, ભેટાશી, વીરસદ, દેવાણ, ઈ.

**વિશેષ હકીકત**—લસુંદ્રામાં ઊનાપાણીના કુંડ છે ને કપડવણજમાં કાચને સાબુ બને છે.

### ૪ પંચમહાલ.

આ જીલ્લો રેવાકાંઠા એજન્સીમાં બારીયાની પૂર્વે તથા

પશ્ચિમે આવેલો છે. ત્યાંના કલેક્ટરને ગવર્નરનો એજંટ કહે છે.

**નદી**—મહી. **પર્વત**—પાવાગઢ (એમાં કાલીકાનું દેરૂં છે.)

| **તાલુકા** | **મુખ્યગામ** |
|---|---|
| ૧ ગોધરા. ... ... ... | ગોધરા ને શહેરા. |
| ૨ કાલોલ. ... ... ... | કાલોલ, હાલોલ, વેજલપુર, |
| ૩ દાહોદ. ... ... ... | દાહોદ ને ઝાલોદ. |

**વિશેષ હકીકત**—આ જીલ્લો આગળ સિંધીઆના તાબામાં હતો તે વખત ગોધરા, હાલોલ, કાલોલ, દાહોદ, ને ઝાલોદ એ પાંચ પ્રગણાં હતાં તેથી તેને પંચમહાલ કહેછે. ગોધરા પાસે ઊના પાણીના કુંડછે.

## ૫ અમદાવાદ જીલ્લો.

આ જીલ્લો વિસ્તારમાં ઘણો મોટો અને તાલુકા એક જથે નથી.

**નદીઓ**—સાબરમતી, હાથમતી, વાત્રક મેશ્વો, માજુમ ખારી, ભાદર, રહોર, ગોમા, નીલકા, ને ઊતાવળી.

**તળાવ**—નળ સરોવર ખારૂંછે. મુનસર ને ગંગાસર (વિરમગામમાં) મલાવ (ધોળકામાં) કાકરીઊ, ચંડોલા, ને મલેકસાબાનું (અમદાવાદ પાસે).

| **તાલુકા.** | **મોટાં ગામ.** |
|---|---|
| ૧ પ્રાંતીજ... | પ્રાંતીજ, મોડાસા, હરસોલ, ઓરણ ઇ. |
| ૧ વિરમગામ... | વિરમગામ, પાટડી. માંડલ, દેત્રોજ, ઓગાણ. |
| ૩ ધોલકા.... | ધોલકા, બાવળા, કોઠ, ગાંગડ, ચલોડા ઈ. |
| ૪ દસક્રોઈ... | અમદાવાદ, ઊંવારસદ, નરોડા, કુહા, વટવા, ઈ. |

૫ ધંધુકા, ...ધંધુકા, ધોલેરા, બરવાળા, રાણપુર, ઈ.
૬ સાણંદ, ... સાણંદ, સરખેજ, કાસંદ્રા, વીસલપુર, ઈ.
૭ઘોઘા......ઘોઘા, વાલુકડ, કમળેજ. ઈ.

**વિશેષ હકીકત**—પાટડી પાસે વરાગડું મીઠું થાયછે. કોઠા ને ભીમનાથમાં જાત્રા ભરાયછે.

## ૬ કાઠિયાવાડ એજન્સી.

એ ગૂજરાતના પશ્ચિમ ભાગમાંછે એને સોરઠ પણ કહેછે.

**પર્વત**—ચોટીલા, વાલાકગીર, શેત્રુંજો, ગીર, ગિરનાર, ને બરડો.

**નદીઓ**—ભાદર, શેત્રુંજી, મચ્છુ, ઓઝાત, આજી ને ફૂલકુ વિગેરે.

**બંદર**—ભાવનગર, મહુવા, જાફરાબાદ, દીવ, વેરાવળ, માંગરોળ, નવીબંદર, પોરબંદર, દ્વારકાં, નવાનગર, ને જોડીઆ.

**અધિકારી**—પોલિટિકલએજન્ટ—રાજકોટમાં રહેછે.

**જાત્રાનાં ઠેકાણાં**—દ્વારકાં, સોમનાથ, ગિરનાર, પાલીતાણા, ને ગઢડા.

| ભાગ. | આ.પોલિટિકલની કચેરી. | પહેલાવર્ગનું રાજ્ય. |
|---|---|---|
| ૧ ઝાલાવાડ (ઉત્તરમાં) | વઢવાણ. | ધ્રાંગદ્રુ. |
| ૨ ગોહીલવાડ (પૂર્વમાં) | સોનગઢ. | ભાવનગર. |
| ૩ સોરઠ (દક્ષિણમાં) | માણેકવાડા. | જુનાગઢ. |
| ૪ હાલાર (પશ્ચિમમાં) | રાજકોટ. | નવાનગર. |

ઉપરના ચાર પ્રાંત નીચેનાં દસ પ્રગણાંમાંથી કરેલાછે.

### પ્રગણાં.

૧ ઝાલાવાડ—એમાં ધ્રાંગદ્રું, લીંબડી, વઢવાણ, વાંકાનેર,

લખતર, સાયલા, ચૂડા, ને બજાણુંછે.
૨ ગોહેલવાડ—એમાં ભાવનગર, પાલીતાણા, [illegible] વળાછે.
૩ ઊંડસરવૈયાવાડ—એમાં દાઠા, ગઢુઘોલ ને ચોકછે.
૪ બાબરીઆવાડ—એમાં જાફરાબાદ ને ડેડાણુંછે.
૫ કાઠીઆવાડ—એમાં અમરેલી (ગાયકવાડી) જેતપુર, બગસરા, ને જસદણુંછે.
૬ સોરઠ—એમાં જુનાગઢ, કોડીનાર (ગાયકવાડી) બાટવા, ને અમરાપુરછે.
૭ બર્ડો—એમાં પોરબંદર.
૮ હાલાર—એમાં નવાનગર, ગોંડલ, રાજકોટ, ધ્રોળ ને ધ્રાફાછે.
૯ મચ્છુકાંઠા—એમાં મોરબી ને માળીયાછે.
૧૦ ઓખામંડળ—એમાં દ્વારીકાં, કચ્છીગઢ, આરંભડું, ને મઢી ગામછે.

૭ પાલણપુરએજન્સી (ગુજરાતની ઊત્તરમાંછે.)

નદીઓ—બનાસ, સરસ્વતી, ને નીમરાખ્ખી.
પર્વત—શિરોઇના ડુંગર.
અધિકારી—પો. સુ. ટેન્ડેન્ટ. પાલણપુરમાં રહેછે.

## સંસ્થાનો.

મુસલમાની— ૧ પાલણપુર, ૨ રાધનપુર, ૩ વારાઇ, ૪ તેરવાડા.

રજપૂતનાં— ૫ થરાદ ને મોરવાડા, ૬ વાવ, ૭ સૂઈગામ, ૮ દેવદર, ૯ ચારચટ ને સાંતલપૂર.

કોળીનાં— ૧૦ ભાભર, ૧૧ કાંકરેજ.

**વિશેષ હકીકત**—પાલણપુર પાસે ડીસામાં અંગ્રેજી લશ્કરની છાવણીછે.

## ૮ મહીકાંઠા એજન્સી.

એ એજન્સી ગુજરાતના ઈશાન ખૂણામાં છે ને તેનાં ગામ અમદાવાદને ખેડાજીલ્લા સાથે શેળભેળ છે.

**પર્વત**—આરાશુરનો તે ઉપર અંબાજીનું દેરૂં છે.

**નદીઓ**—સાબરમતી, વાત્રક, હાથમતી, ખારી મેશ્વો, ને માજુમ.

**જાત્રાનાં ઠેકાણાં**—અંબાજી, સામળાજી, ને ખેડબ્રહ્મા.

| પ્રગણાં | સંસ્થાન. |
|---|---|
| ૧ નાનીમારવાડ | ઈડર, દાંતા, ને માલપૂર. |
| ૨ રેવર | મોહનપુર, રણાસણ. |
| ૩ સાબરકાંઠો | માણસા, પેથાપૂર વરસોડા, ને કલોલ. |
| ૪ વાત્રકકાંઠો. | આમલીઆરા, ઘોડાસર, સાઠંબા, પુનાદ્રા ને ખડાલ. |
| ૫ બાવીશી. | વાસણા, મહીસા ને ડભોડા. |
| ૬ કટોસણ. | જોટાણા, કટોસણ સાંથળ ને મગુના. |

**વિશેષ હકીકત**—ઈડરનું સંસ્થાન મુખ્ય છે એની પાસે અહમદનગર ને દાંતામાંથી પથર નીકળે છે. અને મોહનપુર સંસ્થાનના અડપોદરા ગામ પાસે અબરખની ખાણો છે.

## ૯ રેવાકાંઠા એજન્સી ( ગુજરાતની પૂર્વમાં છે. )

**ભાગ**—૧ સંખેડા મેવાસ, ૨ પાંડુ મેવાસ.

**પર્વત**—રાજપીંપળા એમાંથી અકીક જડેછે.

**નદીઓ**—મહી, નર્મદા, પુનેમ, ગોમા, ઢાઢર, ને વિશ્વામિત્રી.

**અધિકારી**—પો. ટી. એજન્ટ. વડોદરામાં રહેછે.

### મોટાં સંસ્થાન.

૧ રાજપીંપળા (નાંદોદ) ૨ છોટાઉદેપુર, ૩ બારીઆ ૪ લુણાવાડા, ૫ સુંથ, ૬ વાડાસીનોર, એમાં મુસલમાની રાજ્યછે.

**નાનાંસંસ્થાન**—કડાણા, સંજેલી, ભાદરવા, ને ઉમેટા.

**નિકાશ**—ઇમારતી લાકડું ને કરીયાણું વીગેરે.

### ૧૦ પંચમહાલએજન્સી.

એ એજન્સી પાવાગઢની પાસે આવેલીછે. એમાં કોળીનાં ઘણાં નાનાં નાનાં સંસ્થાનછે. તેમાં મુખ્ય નારૂકોટછે.

એ સંસ્થાનો ઉપર પંચમહાલનો કલેક્ટર અંગ્રેજસરકાર તરફથી વહીવટ કરેછેતેવખતેતે ગવર્નરનો એજન્ટ કહેવાયછે.

### ૧૧ સુરત એજન્સી.

એ એજન્સી ગુજરાતની દક્ષિણેછે તેના ઉપર સુરતનો કલેક્ટર દેખ રેખ રાખેછે.

**નદીઓ**—કાવેરી, અંબીકા, દમણ ગંગા વીગેરે.

**જાત્રાનું ઠેકાણું**—(વાંસદાસંસ્થાનમાં) દેવકીઉનાઇ. એમાં ઉના પાણીના કુંડછે.

**સંસ્થાનો**—૧ વાંસદા. ૨ ધર્મપુર, (રામનગર) ૩ સચીન.

**ટીકા**—સચીન સંસ્થાનનાં ગામ ચોર્યાશી તાલુકામાં વેરાતાંછે.

**નિકાશ**—ઇમારતી લાકડું ને શીશમ.

## ૧૨ ખંભાત સંસ્થાન.

એ સંસ્થાન મહી નદીના મુખ આગળછે.

**મુખ્ય શહેર**—ખંભાત-મહીના મુખ આળ ઘણું જુનું શહેરછે તેમાં નવાબ રાજ કરેછે, ને ખેડાનો કલેક્ટર દેખરેખ રાખેછે તથા બોરસદનો મામલતદાર ખંડણી વસુલ કરેછે.

## ૧૩. ગાયકવાડનો મૂલક.

એ રાજ્ય એક જથે નથી પણ ગૂજરાતના ઘણા ભાગમાં છુટું છુટું છે. તેના મુખ્ય ચાર જથા થઈ શકેછે.

૧ **ઉત્તર તરફનો ભાગ,** એમાં પાટણ, સિધ્ધપુર ખેરાળુ, વડનગર, વિશનગર, મેસાણા, વિજાપુર, કડી વિગેરે શહેરોછે.

૨ **પશ્ચિમ ભાગ,** દ્વારકાં (ઓખા મંડળ)અમરેલી. ધારી કોડીનાર, દામનગર વીગેરે મહાલોછે.

૩ **મધ્ય ભાગ**—વડોદરા, પાદરા, ડભોઈ, સીનોર, સોજીત્રા, પેટલાદ, વસો વીગેરે શહેરછે

૪ **દક્ષિણ ભાગ**- નવસારી, ગણદેવી, બળેશ્વર, વીગેરે પ્રગણાંછે.

**મુખ્ય શહેર. વડોદરા.** એ ગાયકવાડ સરકારની રાજધાનીનું શહેર વિશ્વામિત્રી નદાના કાંઠા પરછે તેમાં અંગ્રેજી લશ્કરને રેસીડેન્ટ રહેછે. તે મુંબાઈ ઈલાકાનુ મોટામાં મોટું દેશીરાજ્યછે અને તેમાં કેલવણી ખાતું પણ છે.

**ટીકા**- ગાયકવાડનો કેટલોક ભાગ ખાનદેશ જીલ્લાને લગતોછે. તેમાં મુખ્ય વજપુરછે.

# ગૂજરાતનો ઇતિહાસ.

આપણે ગૂજરાતના વતની છીએ, ગૂજરાતમાં હાલ અંગ્રેજ સરકારનું રાજ્ય મુખ્ય છે; અંગ્રેજ પહેલાં મરેઠાનું અને તેમની પહેલાં મુસલમાનોનું મુખ્ય રાજ્ય હતું; અને મુસલમાન પહેલાં રજપૂત રાજાઓ રાજ કરતા હતા તેમાં જાદવકુળના રજપૂત રાજાએ **દ્વારકાંમાં** સૌથી પહેલાં રાજ કરેલું જાણુવામાં આવ્યું છે.

**વલ્લભીપુર**—એ શેહેર ભાવનગરની ઉત્તરે વળા ગામની પાસે હતું. તે કોણે ને ક્યારે વસાવ્યું. તથા ક્યારે અને શી રીતે નાશ પામ્યું તે બરાબર જાણવામાં આવ્યું નથી. પણું ઈ.સ ૧૪૪થી૩૪૪ સુધીના જે લેખો મળ્યા છે તે ઉપરથી માલમ પડે છે કે વલ્લભીપુરમાં પહેલાં મોટા રજપૂત રાજ્યની રાજધાની હતી. તેની ગાદીએ ૧૮ રાજા થયા; તેમાંના છેલ્લા પાંચ રાજાનાં નામ શિલાદિત્ય હતાં છેલ્લો શિલાદિત્ય વેદ ધર્મી અને શીવ માર્ગી હતો. વલ્લભીપુરનો નાશ થયા પછી **ચાવડા** રજપૂતોનું રાજ થયું હતું.

**પંચાસર**—કચ્છના રણ પાસે ઝીંઝુવાડાની ઊત્તરે એ શહેર હતું તેમાં છેલ્લો રાજા જયશિખર ચાવડો ઇ. સ.૬૯૬ માં રાજ કરતો હતો એના વખતમાં દેશ આબાદ ને લોક સુખી હતા. એનો રાજ કવિ **શંકર** કનોજ દેશમાં કલ્યાણી શહેરના ભૂવડ રાજાના દરબારમાં ગયો, અને ત્યાં જયશિખર તથા ગૂજરાતનાં ઘણાં વખાણુ કર્યા. તેથી મોહ પામી ભૂવડે પોતાના સેનાપતિ **મીર** ને લશ્કર આપી ગૂજરાત જી

તવા મોકલ્યો. ગૂર્જર સેનાપતિ **સુરપાળે** મીરને હરાવી પાછો કાઢયો. ત્યારે ભૂવડ પંડે આવ્યો અને પંચાસરને ઘેરી લીધું. એ ઘેરો પર દિવસ ચાલ્યો તેમાં ભારે લઢાઇઓ થઈ ને બંને તરફના હજારો લઢવાઈઓ મરાયા છેવટ જયશિખરનાં મા-માણસ ખૂટવાથી તે મરાયો ને પંચાસર ભૂવડને હાથ ગયું. સોરઠ, કચ્છ, વિગેરેના મંડળીક રાજાઓને તાબે કરી ગૂજ-રાતનો વહિવટ ચલાવવા એક પ્રધાન મૂકી ભૂવડ સ્વદેશ ગયો.

**વનરાજચાવડો**—૭૪૬–૮૦૬. જયશિખરે મરતા પહેલાં પોતાની બે જીવવાળી રાણી **રૂપસુંદરીને** તેના ભાઈ સૂર-પાળ સાથે વનમાં મોકલાવી દીધી હતી. વનમાં તેની ચાક રી એક ભીલડીએ કરી. અહીં રૂપસુંદરીને વૈશાખી પુનેમે કું વર અવતર્યો. એ કુંવર વનમાં જન્મ્યો માટે તેનું નામ **વનરાજ** પાડયું. વનરાજ છમાસનો થયો તેવામાં **શીલગુ-ણસુરી** નામે ગોરજી ત્યાં થઇ જતો હતો. તેણે મહારાજ જયશિખરનાં રાણી અને કુંવરને ઓળખ્યાં, તેથી તેમને પો-તાને અપાસરે લઇજઈ રાખ્યાં. અહીં વનરાજ મોટો થયો.

વનરાજ મોટી ઉમરનો થયો એટલે પોતાના મામા સુર-પાળસાથે જંગલ અને ડુંગરોમાં ગયો. અને લદાઈના કામમાં હોશિયાર થવાથી ભૂવડનાં માણુસને હેરાન કરવા લાગ્યો. પછી તેનો મામો મરણ પામ્યા છતાં હિંમત ન હારતાં વન-રાજે નવા મિત્રો વધારી રાજ્ય પદ ધારણ કર્યું. પણ ભૂવડનું જોર વધારે હોવાથી કેટલોક વખત સુધી તે ફકત નામનો મહારાજા રહ્યો.

ભૂવડે ગૂજરાતની ઉપજ પોતાની દીકરી **મીનળદેવી**

ને આપી હતી. તેથી એ બાઇનાં માણસ ખંડણીમાં ઘણા પૈસા અને ઘોડા વગેરે પોતાને દેશ લઇ જતા હતા. તેમને વનરાજે લૂટી લીધાં. ને તે પૈસાથી સરસ્વતીને તીરે પાટણ શહેર વસાવી ત્યાં પોતાની રાજધાની કરી ઈ. સ. ૭૪૬

અણહિલ નામે ભરવાડે વનરાજને જંગલમાં સંતાવાની જગાને છાના રસ્તા બતાવી સાહ્ય કરી હતી. માટે તેનું નામ રાખવા પોતાની રાજધાનીનું નામ અણહિલવાડ પાડયું.

શ્રીદેવી નામે વાણીયણે તેની પરોણા ચાકરી કરી હતી. માટે વનરાજે ગાદીપર બેસતી વખતે તેને હાથે તીલક કરાવ્યું. ચાંપાનામે વાણીયાએ પૈસા વગેરેની મદદ આપી હતી માટે તેને પ્રધાન બનાવ્યો. એ ચાંપાએ ચાંપાનેર વસાવ્યું હતું. વનરાજ ૧૧૦ વર્ષની લાંબી ઊમરે પાટણ વસાવ્યા પછી ૬૦વર્ષ રાજ કરી મરણ પામ્યો. ને પાટણની ગાદીપર તેના વંશજોએ રાજ કર્યું.

## ચાવડા વંશની વંશાવળી. ૭૪૬–૯૪૨–૧૯૬

| | | | |
|---|---|---|---|
| ૧ વનરાજ. | ૭૪૬ | ૮૦૬ | ૬૦ |
| ૨ યોગરાજ. | ૮૦૬ | ૮૪૨ | ૩૬ |
| ૩ ક્ષેમરાજ. | ૮૪૨ | ૮૬૬ | ૨૪ |
| ૪ ભૂવડ. | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| ૫ વિરસિંહ. | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| ૬ રત્નાદિત્ય. | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| ૭ સામતસિંહ. | ૯૩૫ | ૯૪૨ | ૭ |

**યોગરાજ**—૮૦૬–૮૪૨. એ એના બાપ વનરાજના જેવો પરાક્રમી હતો તેણે રાજમાં તથા ઊપજમાં વધારો કર્યો. તે

લડાઇમાં શૂરોને ચતુર હતો અને તીર મારવાનું કામ સારૂં જાણતો હતો. વળી એણે એક પુસ્તક રચ્યું હતું એટલો ભણેલો હતો. એના વખતમાં એના દીકરા ક્ષેમરાજે કોઇ પરદેશી વહાણ લૂટયાં હતાં માટે તેને ઠપકો આપ્યો હતો.

**ક્ષેમરાજ**—૮૪૨-૮૬૬. એણે રાજનો વિસ્તાર વધારીને દેશ આબાદ કર્યો. તેના પછી તેનો દીકરો ગાદીએ બેઠો.

**ભૂવડ** (પીથુ) ૮૬૬-૮૯૫. એના પછી તેનો દિકરો ગાદીએ બેઠો.

**વિરસિંહ** ૮૯૫--૯૨૦. એના અને એના બાપના વખતમાં કંઇ જાણવા લાયક બનાવ બન્યા નથી.

**રત્નાદિત્ય**—૯૨૦-૯૩૫. એ વિરસિંહનો દીકરો થાય તે સાચો, શૂરો, ને પ્રમાણિક હતો. એણે ચોર અને લૂચ્યાં માણસને દેશમાંથી કાઢી મૂકયાં. ને તેથી રૈયત સુખી થઇ તેના પછી તેનો દીકરો ગાદીએ બેઠો.

**સામતસિંહ**—૯૩૫-૯૪૨. એ ચાવડાવંશનો છેલ્લોરાજા નબળો અને દુર્ગુણી હતો. પંચાસર જીતનાર કનોજદેશના કલ્યાણીનગરના ભૂવડરાજાના વંશમાં ચોથી પેઢીએ ભુવનાદિત્ય રાજા થયો એ ભુવનાદિત્યનો **રાજ** નામે કુંવર સામતસિંહની બેન **લીલાદેવી** વેરે પરણ્યો હતો. તેને **મૂળરાજ** નામે કુંવર થયો. એ મુળરાજને એક વખત સામતસિંહે દારૂના ઘેનમાં ગાદીએ બેસાડયો. પણ પાછળથી ના કબુલ કરવાથી મુળરાજે બંડ કરી પોતાના મામાને મારી નાંખ્યો ઇ. સ. ૯૪૨. અને મોશાળીઆંમાંથી કોઇ ગાદીનો દાવો કરવા ન પામે માટે તે સર્વના પ્રાણ લીધા. તેથી ચાવડા રજપૂ-

તેના હાથમાંથી ગુજરાતપ્રાંત ગયો. અને સોળંકીવંશના રાજા ગુજરાતમાં રાજ કરવા લાગ્યા.

## સોળંકીવંશ. ૯૪૨-૧૨૪૪-૩૦૨

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | મૂળરાજ. | ૯૪૨ | ૯૯૭ | ૫૫ |
| ૨ | ચામુંડ. | ૯૯૭ | ૧૦૧૦ | ૧૩ |
| ૩ | વલ્લભસેન. | ૧૦૧૦ | ૧૦૧૦ | ૦ |
| ૪ | દુર્લભસેન. | ૧૦૧૦ | ૧૦૨૨ | ૧૨ |
| ૫ | ભીમદેવ. (પહેલો) | ૧૦૨૨ | ૧૦૭૨ | ૫૦ |
| ૬ | કરણ. | ૧૦૭૨ | ૧૦૯૪ | ૨૨ |
| ૭ | સિદ્ધરાજ. | ૧૦૯૪ | ૧૧૪૩ | ૪૯ |
| ૮ | કુમારપાળ. | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ |
| ૯ | અજેપાળ. | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩ |
| ૧૦ | બાળમુળરાજ(બીજો) | ૧૧૭૭ | ૧૧૭૯ | ૨ |
| ૧૧ | ભીમદેવભોળો(બીજો) | ૧૧૭૯ | ૧૨૪૨ | ૬૩ |
| ૧૨ | ત્રીભોવનપાળ. | ૧૨૪૨ | ૧૨૪૪ | ૨ |

મૂળરાજ—૯૪૨-૯૯૭. તેનો જન્મ થતી વખતે તેની મા લીલાદેવી મરણ પામી હતી. તેથી પેટ ચીરીને તેને જીવતો કાઢી લીધો હતો. એનો જન્મ મૂળ નક્ષત્રમાં થયો હતો તેથી તેનું નામ મૂળરાજ પાડ્યું.

મૂળરાજ ગાદીએ બેઠો તેવારે ઉત્તરમાંથી અજમેરનો રાજા અને દક્ષિણમાંથી તેલંગણના રાજાનો સેનાપતિ બાર્પ એ બંને તેના ઉપર ચઢી આવ્યા. મૂળરાજે અજમેરના રાજાને પૈસા આપી પાછો કાઢ્યો. ને બાર્પને લઢાઈમાં હરાવ્યો. પછી ખંડીઆ રાજાઓને વશ કરવામાં રોકાયો.

સોરઠનો રાજા ગૃહરીપુ મૂળરાજનો હુકમ નહિ માનતાં પ્રભાસ પાટણમાં સોમનાથની જાત્રા કરવા જનારને લૂટવા લાગ્યો. તેથી મૂળરાજે તેના ઉપર ચઢાઈ કરી, કચ્છનો રાજા લાખો અને બીજા કેટલાક મિત્ર અને ખંડીઆરાજા ગૃહરીપુને આવી મળ્યા. તેથી તેની કને જબરૂં લશ્કર થયું છતાં મૂળરાજે તેમને હરાવી ગૃહરીપુ તથા લાખાને માર્યા. તેથી સોરઠ તથા કચ્છ વગેરે ઠેકાણે મૂળરાજની સત્તા જામી.

મહી અને નર્મદાની વચ્ચે આવેલા લાટ દેશના રાજાએ અપમાન કરવાથી મૂળરાજે તેને જીત્યો. એ લડાઈમાં ચામુંડે બહાદુરી બતાવી બાપને રાજી કર્યો. મૂળરાજનું રાજ આબુથી નર્મદાની દક્ષિણ સુધી હતું, એણે કેટલાંક શિવાલય બંધાવ્યાં. તેમાં સિદ્ધપુરમાં રૂદ્રમાલયનું મોટું દેરૂં બંધાવવા માંડયું તે પુરૂં થયું નહીં. તેણે મોશાળીયાંની હત્યાના પાપમાંથી છૂટવાને બ્રાહ્મણોને બહુ દાન આપ્યું. તથા વિદ્વાન બ્રાહ્મણોને ઉત્તરમાંથી બોલાવી ગૂજરાતમાં વસાવ્યા. તેઓ ઉત્તરના (ઔદીચ ) એ નામે હાલ ઓળખાયછે. એના પછી તેનો દીકરો ચામુંડ ગાદીએ બેઠો.

**ચામુંડ**—૯૯૭–૧૦૧૦. એને વલ્લભસેન, દુર્લ્લભસેન ને નાગરાજ એવા ત્રણ દીકરા હતા વડા કુંવર વલ્લભસેનને રાજ સોંપી ચામુડ કાશીએ ગયો.

**વલ્લભસેન**—૧૦૧૦—૧૦૧૦. એ દયાળું અને સત્યવાદી હતો. ગાદીએ બેઠા પછી થોડા માસમાં તે શીતળાના રોગે મરણ પામ્યો. તેથી ચામુંડે કાશીથી આવી દુર્લ્લભસેનને ગાદીપર બેસાડી પોતે સાધુ થઇ શુકલતીર્થમાં જઇ રહ્યો.

**દુર્લ્લભસેન**—૧૦૧૦–૧૦૨૨. એણે રાજકારભાર ઠીક ચલાવ્યો. તળાવને દેહેરાં બંધાવી લોકને સુખી કર્યા. તેના પછી તેના ભાઈ નાગરાજનો કુંવર ભીમદેવ ગાદીએ બેઠો.

**ભીમદેવ**—૧૦૨૨–૧૦૭૨. એના વખતમાં ઈ. સ. ૧૦૨૪ માં ગીજનીના સુલતાન મહમુદે સ્વારી કરી. મહમુદ ઓચિંતો આવ્યો. માટે તેના સામા થવાની તૈયારી ભીમદેવ કરી શક્યો નહીં આખર પ્રભાસ પાટણ આગળ મહમુદ સાથે લડતાં ભીમદેવ હાર્યો. અને કચ્છ ભણી નાશી ગયો. મહમુદે સોમનાથનું દેરૂં લૂટી તેમાંના શિવલીંગના કડકા કર્યા પછી ભીમદેવની પાછળ કચ્છમાં ગયો. તેથી ભીમ પોતાના કંથ કોટના કિલ્લામાંથી નાશી ગયો. ને મહમુદના ગયા પછી પાછો આવી રાજ કરવા લાગ્યો.

એણે સિંધ ઉપર ચઢાઇ કરી તે દેશ જીત્યો. અને કાશીના રાજા કરણ જોડે દોસ્તી કરી માળવા ઉપર સ્વારી કરી. આ વખતે માળવાનો રાજા પ્રખ્યાત ભોજ તેમની સામે થયો. લઢાઈ ચાલતી હતી તેવામાં ભોજ મરણ પામ્યો. તેથી કાશીના રાજા કરણે ધારાનગરીનો ભંડાર લૂટ્યો અને માળવાની ઉપજ ભીમદેવને સોંપી.

ભરતખંડના જે ભાગ મુસલમાનોએ જીત્યા હતા. તે પાછા લેવાને અજમેરના રાજા વિશળદેવીની સરદારી નીચે રજપૂત રાજાઓ મળ્યા. તેમાં ભીમ સામેલ ન થવાથી તેને શિક્ષા કરવાને વિશળદેવ ગુજરાત ઉપર ચઢી આવ્યો. તેમાં ભીમદેવ હાર્યો તેથી તેણે વિશળદેવને ઘણા [illegible]ા આપ્યા. તથા જે ઠેકાણે યુદ્ધ થયું તે જગાએ વિશળનગર વસાવા દેવાનું કબુલ કરી તેને પાછો કાઢ્યો.

ભીમદેવના વખતમાં આબુ ઉપર દેલવાડામાં, અને આરાશુર ઉપર કુંભારીયામાં **વિમળશા** એ મોટાં ને સુંદર દેરાં બંધાવ્યાં છે.

ભીમદેવને ક્ષેમરાજ, કરણ ને મૂળરાજ એવા ત્રણ દીકરા હતા. તેણે ઘડપણનો વખત ઇશ્વર ભક્તિમાં કાઢવા સારૂ વડાકુંવર ક્ષેમરાજને રાજ આપવા માંડયું પણ ક્ષેમરાજે તેની જોડે તીર્થમાં જઈ રહેવાની ઇચ્છા જણાવ્યાથી કરણને ગાદી મળી.

**કરણ—૧૦૭૨–૧૦૯૪.** એણે ધંધુકા આશાવળ વગેરે મેહેવાસના કોળી રાજાઓને વશ કરી રાજને મજબુત કર્યું. પાટણની દક્ષિણે મોઢેરા ગામમાં કરણ સાગર તળાવ તથા બીજે ઠેકાણે દેરાં બંધાવ્યાં. વળી એણે કરણાવતી નગરી વસાવી હતી. પણ તે કયાં આગળ હતી તે હજી બરોબર માલમ પડયું નથી. તેની પાછળ તેનો કુંવર ગાદીએ બેઠો.

**સિદ્ધરાજ—૧૦૯૪–૧૧૪૩.** કરણરાજા મુઓ ત્યારે એ બાળક હતો તેથી કેટલાક વરસ સુધી રાજકારભાર તેની મા **મીનળદેવીએ** ચલાવ્યો. તે અરસામાં તેણે વિરમગામમાં મુનસર અને ધોળકામાં મલાવ તળાવ બંધાવ્યાં.

સિદ્ધરાજને લઈ મીનળદેવી ગૂજરાતમાં ફરવા નીકળી હતી. તેવામાં માળવાના રાજા **યશોવરમાએ** પાટણ ઉપર ચઢાઈ કરી. તેને પાટણમાં મૂકેલા સિદ્ધરાજના પ્રધાને પૈસા આપી પાછો કાઢયો, પણ એ વાત સિદ્ધરાજને ગમી નહિ. તેથી તેણે પાટણ આવી માળવા જીતવાને તૈયારી કરી. એ

તૈયારી થતી હતી તેવામાં તેણે પાટણમાં સહસ્ત્રલીંગ નામે તળાવ ખોદાવા માંડયું. સિદ્ધરાજ માળવાના રાજા સાથે બાર વરસ સુધી લઢી ત્યાંના રાજા યશોવરમાને કેદ કરી પાટણ આણ્યો. ને તેને સારી રીતે માન આપી પોતાની લાયકી જણાવી. ત્યાર પછી તેણે સિદ્ધપુરમાં મૂળરાજના વખતમાં બંધાવવા માંડેલો રૂદ્રમાળો પુરો કરાવ્યો.

સિંધના રાજાને ત્યાં જન્મેલી કુંવરીને વહેમને લીધે વગડામાં મૂકી આવ્યા હતા. તે છોડી સોરઠમાં કોઇ કુંભારને ત્યાં ઉછરી મોટી થઇ. તેનું નામ રાણકદેવી હતું. તેનો વિવાહ સિદ્ધરાજ સાથે થયો હતો. પણ લગ્ન થતા પહેલાં જુનાગઢનો રાજા ખેંગાર તેને જબરાઇથી લઈ જઈ પરણ્યો. તેથી સિદ્ધરાજ ગુસ્સે થયો. ને સોરઠ ઉપર ચઢાઇ કરી બારવરસ સુધી ખેંગાર સાથે લઢયો. છેવટ ખેંગારને તથા રાણકદેવીના બે કુંવરને મારી નાંખી રાણકદેવીને પકડી આણી. પણ તે સિદ્ધરાજ સાથે લગ્ન ન કરતાં વઢવાણ આગળ સતી થઈ બળી મૂઈ.

સિદ્ધરાજે પોતાના રાજમાં ઠેકાણે ઠેકાણે કુવા, વાવ, તળાવો, અને દેરાં ઘણાં બંધાવી લોકોને સુખી કર્યા. તેથી એની ઘણી નામના થઈ છે. જુનાં નવાણ હાલ જોવામાં આવે છે તે સિદ્ધરાજ જયસિંહનાં બંધાવેલાં કહેવાય છે.

એણે પોતાનું રાજ વધાર્યું. તથા સારી રીતે બંદોબસ્ત રાખ્યો. એના રાજની હદ ઉત્તરમાં આબુની પેલી પેર પૂર્વમાં માળવાની પેલી મેર અને દક્ષિણમાં કોલાપુરના રાજ્ય સુધી હતી.

સિદ્ધરાજને પુત્ર ન હોવાથી તેનું રાજ એના ઓરમાઈ કાકા ક્ષેમરાજના વંશમાં ગયું. ક્ષેમરાજનો પુત્ર દેવપ્રસાદ અને દેવપ્રસાદનો કુંવર ત્રીભોવનપાળ હતો. એ ત્રીભોવન-પાળને મહીપાળ, કીર્તિપાળ અને કુંમારપાળ એવા ત્રણ દીકરા હતા. તથા પ્રેમળદેવી અને દેવળ દેવી એ બે દી-કરીઓ હતી. પ્રેમળદેવીને સિદ્ધરાજના સામંત કહાન દેવ વેરે અને દેવળ દેવીને કાશ્મીરના મહારાજા વેરે પરણાવી હતી. સિદ્ધરાજને કોઈ જોશીએ કહ્યું હતું કે તમારી પાટે કુમારપાળ બેસશે. પણ તેમાં સિદ્ધરાજ રાજી નહિ હોવા-થી કુમારપાળને પકડી કેદ કરવાને પ્રયત્ન કર્યો. પણ કુમા-રપાળ નાસતો ફર્યો. તે વેળા તેને બહુ દુઃખ વેઠવું પડયું. છેવટ તે માળવામાં નાશી ગયો. ત્યાં તેને સિદ્ધરાજના મ-રણની ખબર મળી તેથી એકદમ પાટણ આવી પોતાના બનેવી કહાનદેવની મદદથી રાજાધિરાજ થયો.

**કુમારપાળ**—૧૧૪૩-૧૧૭૪. એ ૫૦ વરસની ઊમરે ગાદીએ બેઠો. તે સિદ્ધરાજના ભયથી નાસતો હતો ત્યારે તેને ઊદાયન મંત્રી અને હિમાચાર્ય વગેરે જૈન સા-ધુઓએ ઘણી મદદ કરી હતી. તેમને કુમારપાળે રાજ મળેતો શ્રાવક થવાનું વચન આપ્યું હતું. તે વચન ગાદીએ બેશીને પાળ્યું.

નાગોરનો રાજા આન ચઢી આવ્યો તેને કુમારપાળે જખમી કરી તાબે થવાની જરૂર પાડી. વળી માળવાનો રાજા ચઢી આવ્યો તેના સામે કુમારપાળે ફોજ મોકલી પણ તે ફોજના સરદારો શત્રુ સાથે મળી ગયા માટે કુમારપાળે

પડે જઈ તેમને હરાવ્યા.

કોકણના રાજાને જીતવા કુમારપાળે આમ્રભટને મોકલ્યો તેમાં તેણે પહેલી વાર હાર ખાધી તેથી બીજીવાર ચઢાઈ કરી કોકણના રાજા મલીકા અર્જુનને મારી તેની રાજધાની લૂટી આમ્રભટ ઘણું ધન લાવ્યો.

કુમારપાળે શ્રાવકનાં દેરાં અને શિવાલય ઘણાં બંધાવ્યાં. તથા સોમનાથનું દેરૂં સમરાવ્યું. ને ૮૦ વર્ષની ઊમરે રક્ત પિતના રોગથી મરણ પામ્યો તેના પછી તેના ભાઈ મહીપાળનો દીકરો અજેપાળ ગાદીએ બેઠો.

**અજેપાળ**—૧૧૭૪–૧૧૭૭ એ શૈવધર્મી હતો તેથી તેણે શ્રાવકનાં ઘણાંક દેરાં તોડયાં તથા જૈન આચાર્યોને માર્યા. છેવટે તેનાજ પોળીઆએ તેની છાતીમાં કટાર મારી તેને મારી નાંખ્યો તેના પછી તેનો દીકરો ગાદીપર બેઠો.

**મુળરાજ બીજો**--૧૧૭૭–૧૧૭૯. એ બાળક હતો માટે બાળ મૂળરાજ કહેવાય છે. એના વખતમાં રાજ કારભાર તેની મા નાયકાદેવી ચલાવતી હતી. તે દરમીઆન કાબુલનો શાહબુદીન ગોરી ૧૧૭૮માં ગૂજરાતપર ચઢી આવ્યો હતો તેને બાળ મૂળરાજના કાકા ભીમદેવે હરાવી પાછો કાઢયો. મૂળરાજ બે વરસ રાજકરી મરણ પામ્યો. તેથી તેનો કાકો **ભીમદેવ ગાદીએ બેઠો.**

**ભીમદેવ બીજો**–૧૧૭૯–૧૨૪૨. એ ચડાઉને અવિચારી હતો માટે તેને **ભોળોભીમ** કહેછે. એના વખતમાં કાબુલના મુસલમાન પાદશાહ હિંદુસ્તાન જીતવાને પાછા આવવા લાગ્યા. રજપૂત રાજા પોતાનો બચાવ કરવાને બદલે માંહોમાંહે

લઢી નબળા પડયા. તેથી શાહબુદ્દીન ગોરી ફાવ્યો.

આ વખતે અજમેરમાં ચોહાણ રાજા સોમેશ્વર રાજ ક રતો હતો. તેના કુંવર પૃથુરાજને પોતાની માના બાપની દિલ્લીની ગાદી મળી તેથી પૃથુરાજ દિલ્લી અને અજમેરનો રાજા થયો. કનોજનો જયચંદ્ર રાજા પૃથુરાજની સગી માશીનો દીકરો થતો હતો, માટે તેણે દિલ્લીના રાજમાંથી અર્ધ ભાગ માગ્યો. તેથી તેમની વચ્ચે ટંટો વધ્યો વળી પૃથુરાજને ગૂજરાતના ભીમદેવ સાથે લઢવું પડયું કારણ કે આબુના રાજાની કુંવરીનો વિવાહ પૃથુરાજ સાથે કર્યો હતો. તેમ છતાં તે ભોળા ભીમે માગી. તેથી આબુના રાજાએ ના પાડી કુંવરીને અજમેર મોકલી દીધી માટે ભીમદેવ ગુસ્સે થઇ આબુના રાજા પર ચઢયો ને તેને હરાવી તેની પૂઠે અજમેર સુધી ગયો. ત્યાં અજમેરના રાજા સોમેશ્વરને લઢાઇમાં માર્યો. તેથી પૃથુરાજ ગુજરાત ઉપર ચઢી આવ્યો. ને ભીમદેવને હરાવી બાપને માર્યાનું વેર લીધું. આમ કનોજ, દિલ્લી અને ગુજરાતના રાજા અંદર અંદર લઢી નબળા પડયા.

ઇ. સ. ૧૧૯૩માં શાહબુદ્દીનગોરી દિલ્લી ઉપર ચઢી આવ્યો તેમાં દિલ્લીનો છેલ્લો રજપૂત રાજા બહાદુરીથી લઢતાં હાર્યો અને મરાયો. ને પૃથુરાજનું રાજ મુસલમાન પાદશાહને હાથ આવ્યું પછી ગોરી પાદશાહે કનોજ જીતી ગુજરાત જીતવાને પોતાના સરદાર કુતબુદ્દીનને મોકલ્યો. ઈ. સ. ૧૧૯૪ લઢાઈમાં ભીમ હાર્યો ને નાશી ગયો પણ બીજા રજપૂત રાજાઓની મદદ મેળવી ભીમ પાછો આવ્યો ને કુતબુદ્દીનને જખમી કર્યો. એવામાં પાદશાહી ફોજ આવી પહોંચી તેથી કુતબુદ્દીન બચ્યો

ને ભીમદેવ ફરીને નાશી ગયો. પણ થોડા વખત પછી પાછો આવી ગૂજરાતમાંથી મુસલમાનોને કાઢી મૂક્યા. પણ તેના સામંતોએ બંડ કર્યા. તેમાં જયંતસિંહ સોળંકીએ ૧૨૨૪માં તેનું રાજ લઇ પોતાના નામની દુવાઇ ફેરવી. તેની પાસેથી પણ ભીમદેવે ત્રણ ચાર વરસમાં રાજ લઈ લીધું પછી વાઘેલા સરદારોએ બંડ કરી કેટલાક પ્રાંત જીતી પોતાની રાજધાની ધોળકામાં કરી. ઈ. સ. ૧૨૬૩માં ભીમદેવ મરણ પામવાથી તેનો દીકરો ગાદીએ બેઠો.

**ત્રીભોવન**—૧૨૪૨–૧૨૪૪. એ સોળંકી વંશમાં છેલ્લો રાજા થયો તે નબળો હોવાથી તેનું રાજ ધોળકાના વાઘેલારાણા વિશળદેવે લઈ લીધું.

## વાઘેલા વંશ.

સોળંકી રાજાઓનું જોર નરમ પડ્યું તે વખતે **અરણોરાજ** નામે શૂરા વાઘેલા સામંતે પાટણના મહારાજ ભોળા ભીમદેવને સારી મદદ કરી હતી. તેથી તેના કુંવર **લવણ પ્રસાદને** ભીમદેવે પોતાનો પ્રધાન ઠરાવ્યો. પાછળથી તેમને અણબનાવ થયાથી લવણ પ્રસાદે બંડ ઊઠાવ્યું. અને સાબરમતી અને નર્મદાની વચ્ચેનો મુલક તથા ધોળકા અને ધંધુકા પ્રગણાં કબજે કરી પોતાની રાજધાની ધોળકામાં કરી. એને વિરધવળનામે પરાક્રમી કુંવર હતો. તેણે ખંભાત, ગોધરા, વગેરે જીતી રાજનો વધારો કર્યો.

વસ્તુપાળ અને તેજપાળ નામે શ્રાવક વાણીઆ વિરધવળના મંત્રી હતા. તેઓ લડવૈયા અને રાજકાજમાં ચતુર

હતા. વિરધવળને વિમદેવ અને વિશળદેવ નામે બે કુંવર હતા. પણ વિરમદેવને તેના બાપ તથા કારભારીઓ સાથે બનતુ નહોતું. તેથી તેને વિરમગામમાં રાખ્યો હતો. તેણે વિરધવળનું મરણ થયા પછી ગાદીનો દાવો કર્યો. વસ્તુપાળની મદદથી વિશળદેવને ગાદી મળી ૧૨૪૦. ને વિરમદેવ હાર્યો તથા માર્યો ગયો.

## વાઘેલા વંશની વંશાવળી.

| | | | |
|---|---|---|---|
| વિશળદેવ. | ૧૨૪૪ | ૧૨૬૨ | ૧૮ |
| અરજુનદેવ. | ૧૨૬૨ | ૧૨૭૫ | ૧૩ |
| સારંગદેવ. | ૧૨૭૫ | ૧૨૭૯ | ૪ |
| કરણ ઘેલો. | ૧૨૭૯ | ૧૩૦૪ | ૨૫ |

**વિશળદેવ**—૧૨૪૪-૧૨૬૨. એણે ૧૨૪૪માં ત્રીભોવનપાળ પાસેથી અણહિલવાડ જીતી લીધું. તેથી ગૂજરાતની ગાદીએ વાઘેલાવંશના રાજાનો અમલ બેઠો.

વિશળદેવે પોતાના વાણીઆ મંત્રી પાસેથી વજીરાત લઈ નાગડ નામે બ્રાહ્મણને સોંપી. કર્ણાટકના રાજાની કુંવરીએ સ્વયંવરમાં વિશળદેવ સાથે લગ્ન કર્યું. એના પછીના **અર્જુનદેવ** તથા **સારંગદેવના** વખતમાં જાણવા લાયક બનાવ બન્યા નથી.

**કરણ ઘેલો**—૧૨૭૯-૧૩૦૪. એ વાઘેલા વંશમાં છેલો રાજા થયો એના વખતમાં ગૂજરાત મુસલમાનોને હાથ ગયું. ઈ. સ. ૧૩૦૪માં દિલ્લીના બાદશાહ અલાઉદ્દીનનો ભાઈ અલીફખાં તથા વડો વજીર નસરતખાં મોટી જ-

બરી ફોજ લઈ ગૂજરાતપર ચઢી આવ્યા. તેથી કરણ ઘેલો દક્ષિણમાં નાશી ગયો. અને વનરાજની સ્થાપેલી નગરી પરદેશી અને પર ધર્મીને હાથ ગઈ. તથા ગૂજરાતમાં મુસલમાની અમલ બેઠો. મુસલમાની લશ્કરે શહેર, ગામ અને ખેતરો લૂટયાં તથા બાળ્યાં. અને રૂદ્રમાળ વગેરે દેરાં તોડી દેશને નષ્ટ તથા ભ્રષ્ટ કર્યો રાજા કરણની રાણીઓને પકડી દિલ્લી મોકલી દીધી. તેમાંની કમળાદેવી બાદશાહની માનીતી બેગમ થઈ. એ કમળાદેવીની દીકરી દેવળદેવી કરણ રાજાની પાસે હતી. ત્યાંથી તેને તેડી લાવવાને કમળાદેવીએ પાદશાહને શીખવ્યું.

નાશિકની ઉત્તરે બાગલાણના પહાડી પ્રાંતમાં કરણ ભરાયો હતો. ત્યાં જઈ પાદશાહની ફોજે દેવળદેવીને માગી. તે ન આપતાં બહાદુરીથી કરણરાજા પાદશાહી ફોજ સાથે લઢયો પણ હાર્યો ને પાદશાહી ફોજે બળાત્કારે તે કુંવરીને પકડી દિલ્લી મોકલાવી. અને કરણ રઝળી રખડી ભૂંડા હાલતે મરણ પામ્યો.



# જાહેર ખબર.

અમારા તરફથી નીચેની ચોપડીઓની બીજી આવૃત્તિ થોડીજ મુદતમાં બહાર પડી છે. તે દરેક ચોપડીએ અર્ધો આનો ટપાલ ખર્ચનો મોકલેથી નમુના તરીકે મફત મોકલી આપવામાં આવશે. પસંદ પડે, પૈસા મોકલી, વધારે જોઇએ તેણે મંગાવી લેવી. દેશાવરના ગ્રહાકોને ટપાલખર્ચ ઉપરાંત યોગ્ય કમીશન મળશે.

| | કીંમત. |
|---|---|
| મુસલમાની વખતનો હિંદુસ્તાનનો ઈતિહાસ. (આવૃત્તિ બીજી.) | ૦—૨—૦ |
| હિંદુસ્તાનની ભૂગોળ (આવૃત્તિ બીજી.) | ૦—૧—૦ |
| મુંબાઈ ઇલાકાની ભૂગોળ ગૂ. ઇતિહાસ સાથે. | ૦—૧—૩ |

## મળવાનાં ઠેકાણાં.

**અમદાવાદ**—રા. બા. શેઠ. મગનભાઇ કરમચંદની કન્યાશાળામાં મથુરદાસ બેહેચરદાસ પાસેથી.

,, ઢાળની પોળમાં રા. કેશવલાલ મનસુખભાઈ પાસેથી.

**નરોડા**—સરકારી નિશાળના મહેતાજી રા. મોતીલાલ મહાશંકરપાસે

**કપડવણજ**—સરકારી નિશાળમાં રા. પ્રેમચંદ બેચરદાસ પાસે.

**વઢવાણ**—સરકારી નિશાળમાં રા. ભાઇશંકર લીલાધર પાસેથી.

**કારેલી**—તા. જંબુસર—સ. ગુ. નિશાળના. મે. મનસુખલાલ પરભુદાસ પાસે.

કમીશન દશ ઉપર રાખનારને સાડાબાર ટકા અને પચીસ ઉપર રાખનારને વીસ ટકા. ટપાલ ખર્ચ માફ. નોટ પેડ કાગળ લેવામાં આવશે નહિ. પોસ્ટની ટીકીટો અગર મનીઓર્ડરથી નાણાં મોકલવાં.